# ઢોલ

આદિવાસી બોલીનું સામયિક



**પંચમહાલી ભિલી**

અંક : ૨

એપ્રિલ ૨૦૦૦

# ઢોલ

આદિવાસી બોલીનું સામયિક

મુખ્ય સંપાદક : અરુણા જોશી
પંચમહાલી ભિલી આવૃત્તિના સંપાદક : સુરમલ વહોનિયા

ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર

ઢોલ : આદિવાસી બોલીનું સામયિક
પંચમહાલી ભિલી : અંક ૨ : એપ્રિલ ૨૦૦૦

પ્રકાશક
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬, યુનાઈટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે,
વડોદરા- ૩૯૦ ૦૦૭

મુદ્રક
આકાર ઑફસેટ
દાંડીયા બજાર, વડોદરા-૩૯૦ ૦૦૧

છાયાચિત્રો
ચક્રધર સાસવડે, ધર્મેશ ભાવસાર

રેખાંકનો
હરિ માનસિંહ રાઠવા

મૂલ્ય
પ્રતિ અંક રૂા. ૧૫/-(+ રૂા. ૫ જ્યાં જરૂરી હોય ત્યાં, ટપાલ ખર્ચ માટે)
વાર્ષિક લવાજમ રૂા.૩૦/-(ટપાલખર્ચસહ પ્રતિવર્ષ બે અંકો માટે)

લવાજમ સંપર્ક
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર, ૬ યુનાઈટેડ એવન્યુ, દિનેશ મીલ પાસે, વડોદરા-૩૯૦ ૦૦૭
પ્રા. સુરમલ વહોનિયા, શ્રી કસ્તુરબા ઉ.બુ.આશ્રમશાળા , ઝાલોદ. જી.દાહોદ -૩૮૯૧૭૦



# અનુક્રમણિકા

# સંપાદકીય

મારા વાલા વાંસનારાઓ,

ઢોલ ની સોપડી બાર પાડતા ભારી મજા પડે સે. જુની વાર્તાઉ જાણીને તમુન પુણ મજા પડહે. 'ઢોલ' આદિવાસીયુંની બુલીમાં લખાઇન બાર પડતી સોપડી સે. દીહના નાળા નાળા ભાગમાં વહનારા આદિવાસીયુંની હંસ્કૃતિ જાણવા મળે અન તીમાં આદિવાસીયુન રસ લીતા કરવા હારુ 'ઢોલ' નામની સોપડી સપાય છે. પેલાં તે હું ઇમ કિં કે, આદિવાસીયુની બુલીમાં આદિવાસીયુંના માટે લખાયેલી કુઇ સોપડી સે? ના. 'ઢોલ' ઇવી સોપડી સે ઝીમાં આદિવાસીયુંની બુલીમાં આદિવાસીયુંની વાતીં કરે સે. આદિવાસી પરજા મોજ મજા કરવાળી પરજા સે. ઇ પરજા દખને વિઠી લીવાવાળી અન હરમાળ સે. પરજાનાં ઘરીણાં, રીવાજું, પેરવેઉડવેનું, ઘેરનાં વાસણું, ઇ બદાંમાં કળા-કારીગરી ભાળવા જડે સે. ઇનાંના હથિયારું, વગાડીન નાસેવેનાં વાજાં, ખીતીના ઉજારું, ધરમની માનતાઉં, લગનની પરથા, ઇ બદાં આદિવાસીયુંની હંસ્કૃતિનો વારસો સે. તી બદાં લખી લીવેનો વખત સે. પરજાકન ઝી પડીલું સે તી પરજા હજુ પુણ મુડા જાળવતી આવી સે, ઇનાં કુઇ સોપડાં નથી. ઇતરે ઇમાંનું કિતરુંક તે ભુલાતું જાયસે, ઇન જાળવવું વેત ઢોલ જીવાં સોપડાંમાં લખી લીવું પડહે. આ સોપડીમાં વાર્તાઉં સે. બીજી ઘણી વાર્તાઉં આ હમાજકન સે તી ભીગીં કરી ન ઢોલ નામની બીજી સોપડી પુણ સપાડી હકાય. લુકાં જુંનું જુંનું ભુલતા જાયસે. આદિવાસીયુંમાં ભણીલાં ગણીલાંસે તે પુતેની હંસ્કૃતિન ભૂલતા જાય સે. પોતાની હંસ્કૃતિનું કઇ લખાયલું નથી કોઇ સોપડાં નથી ઇતરે આવનારાં વરહુમાં ઇ સંસ્કૃતિની ખુબી સે તે ભુસાઇ જાવેની અણી ઇપેર સે, ઇન ભુલાતી બસાવવા 'ઢોલ' નાં સંપાદકું એ કલમ લીદી સે. નાળા નાળા પરદેહની જુની હંસ્કૃતિની ખુબીન 'ઢોલ' માં લખીન વાસનારાં હામે જીવતી જાગતી રાખવા મથે સે. 'ઢોલ' નાં સોપડાં વાસ્તા થાઓ, ઢોલમાં લખતાં થાઓ, ઇ આપડી સોપડી સે. તમારો બદાનો હાત મળહે ઇવો હમુન વિશ્વાહ સે. તમારો હાત ની લખતા મળે ત કુનો મળે? આપડી પુતેની બુલીમાં લખવેની તક મળી સે તી ઝડપી લેવી પડહે. સોપડાં ઘણાં લખાય સે પણ આપણી બુલીમાં નથ ઇતરે આપડી બુલી પણ આવનારાં વરહુમાં ભુસાઇ જાવેની સે. ઇ ભુસાઇની તા હુદી ઇન સોપડીમાં લખીલીવેની જરુંર સે અન ઇ કામ આપુ બદાં કરહું તર થાય તીમ સે.

ઇની સોપડીમાં ખાસ કરીન દીવોદ જીલ્લાની ઉગમણી ઘટતી ઇપેર રીનારી ભીલ પરજાની વાર્તાઉંને સપાવી સે. આદિવાસી હમાજકન ઘણી વાર્તાઉં સે, ગીતા, ગરબાં, ધરમની કથાઉં સે, બીજુપણ ઘણું સાહિત્ય સે. ઇનાં ઘણાં સોપડાં લખાય તીમ સે.

તીજગોડમાં આવીલા ભાસ્યા કેન્દરમાંથી 'ઢોલ' નામની સોપડી બાર પડસે તીમાં આદિવાસીયુન બદુ સપાય સે, તીની જાણકારી મન લુણાવાડે કુલેસના શ્રી કાનજીભાઈ પટેલ સાહીબ પાહેથી મળી અન 'ઢોલ' નામની સોપડીમાં લખવેની બુણી કરી. નાળા નાળા મલકમાં ફરીન લુકાંને મુડે વાર્તાઉં કિવાડીસે, તીનાંન કિતાં હામળીન સોપડીમાં ઉતારી લીદી સે. લુકાન પુતેની બુલીમાં પુતે કીદીલી વાર્તા સોપડીમાં સપાવેની સે ઈમ જાણીન ઘણી મજા પડી.

સુરમલ વહોનિયા
શ્રી કસ્તુરબા ઉ.બુ.આશ્રમશાળા , ઝાલોદ. જી.દાહોદ. પિન. ૩૮૯૧૭૦



# ભાસ્યા કેન્દર

ગણેશ દેવી

વહલાં બે તાંણ વરહું થી ભાસ્યાકેન્દર આદિવાસીયુંની ભાસ્યા તપાહવેનું કામ કરે સ. આદિવાસીયું ની રીતભાત અન પરજાહાતેના મેળનું પુણ કામ સાલે સે. ઇ કેન્દરમાં 'પાવરા હમાજ અન હંસ્કૃતિ', 'તેજગોડનાં ગીતાં'' ઇવા નાંમનાં સોપડાં લખાઇન બાર પડ્યાં સે. આદિવાસીયુંની બુલી અન ઈનાંની કળાકારીગરી નાળી નાળી સે. નાસવેનું, ગીતાંગાવેનું, ધરમનુંકામ, વાર્તાઉ, ભાતપાડવેનું ઇ બદાં એક બીજા હાતે જુડાયલાં સે, ઇતરે બુલીની તપાહ કરતાં હાતે હાતે ઈનાંના પુણ વસ્યાર કરવો પડે.

સાલતો હમાજ અન આદિવાસી પરજામાં ફીર સે. સાલતો હમાજ ધન દુલત ભીગી કરવામાં પડીલો સે. આદિવાસી હમાજ ધન દુલતનો લુબ નથ કરતો, ઝી મળે ઈમાં આનોંદથી જીવે સે. ધન-દુલતની ઈનાંન પડી નથી. ઉસા ધન દુલતમાં પુણ જીવી જાણે સે. ઈનો અરથ ઇ થાયો કે આદિવાસી પરજાના કાયદા, ઈનાંની કળાકારીગરી, વગાડવેનું, નાસવેનું ઈનાંન હાતે ઘડાયલાં સે. ઇતરે આદિવાસીયુંની હંસ્કૃતિ હાસવવેની વેત ઈનાંની કળાઉંન હાસવી રાખવેની જરૂર સે.

ઇ બે કારણે ભાસ્યાકેન્દરે આદિવાસીયુંની કળાહારું એક નાનહીક ઉફિસ તીજગોડમાં ઉબી કરવેનું નક્કી કર્યું અને તી ઉણસાલ સરુ થાયું સે. વાહલાં બે તાંણ વરહું થી ઈનાબારામાં સભાઉં ભરીન વાતું કરીતી. તીમાં આપડા દીહના ભાગુમાંના અન પરદેહના જાણકારું આયાતા તી બદાંયા ભીગામળીન આદિવાસીયુંનું હું હું અન



કીવી રીતે હાસવવેનું ઈ નક્કી કર્યું તું. લગબગ એક વરહથી ગુજરાતનાં આદિવાસી કારીગરુંની ઈયાદી બણાવતાં તાં. સરી સક્કરભાઈ તડવીએ ઈ કામ હાથમાં લીદું તું અન તી હજુ સાલુ સે, થુડાક મઈના પેલાં ઈ કારીગરુંન તીજગોડમાં બુલાવીન હમુય પુણ હમજાયા તર ઈ રાજીથાયન બુલતાતા, ઈનાંનો હાત હમુન તાજો મળ્યો.

૯૯ના સાલની નવેમ્બોરની બારમી તારીખીં તીજગોડમાં પેલવેલું આદિવાસી કારીગરુંનું શિબિર થાયું ઈમાં પિઠોરા ચિતરનારા, ભાઠા અન લાકડાની મૂર્તિ બણાવવાવાળા, વાહડાનાં કામડાં કાડીન વણવાવાળા, મૂતગ્યાં ભરવાવાળા ઈ બદા આયાતા, ઈ બદાંય ભીગામળીન વાતું કરી અન બદાની સહકારી મંડળી બણાવવેનું નક્કી કર્યું અન હાઉ પસે ઈ બદાંની બણાવટ ઈ ભાસ્યા કેન્દરમાં આવહેં, વડુદરું, અમદાવોદ જીવાં શેરુમાં ઈ વિસાહે અન ઈમાંથી થાતી આવોક ઈ કારીગરુંન મળતી થાહે ઈતરે નાંણા કમાતા થાહે.

ઈની હાતી હાતી ભાસ્યાકેન્દરએ આદિવાસીયુંન દીવામાંહી સુડાવવા ઉસા વિયાજની લુન થુડાક વખત હારું આલવેનું નક્કી કર્યું સે, સુરસી નાંમના ગાંમમાં ઈની પેલવેલી કાંમગીરી થાહે, ઈ અખતરો જો તાજો થાહે તર દેવું ઉસુ થાહે અન આવોકનાં નવાં નવાં સાધનું ઈમ બેપાહેનો ફાયદો થાહે અન ઈનાંન હાથમાં રુપગ્યા આવતા થાહે. તે ખીતીમાં કાંમે આવહે. આદિવાસીયુંન હાઉ પુતેની નિહાળીં, કુલ્લેસી સાલુ કરવી પડહે, પુતાનાં આશ્રમું ખુલવાં પડહે. ઈની હાતી હાતી પુતાની હંસ્કૃતિ હાસવી રાખવી પડહે. આદિવાસી કારીગરુંની આ મંડળીમાંથી ઈ વાતું જો ફળે તો ભાસ્યા કેન્દરને પુતાને ભાગે આવીલા કાંમની હુક રીહે.

ઉણના વરહે આપડા દેહની સોપડાંવાળી કસેરીમાં ભીલુંની ભાસ્યાહારું નાળું ઈનાંમ આલવેનું નક્કી થાયું સે. કુંકણા-ડાંગીમાંની વાર્તાઉન ઉણના વરહનું 'કથા' નામનું ઈનાંમ મળ્યું સે આદિવાસીયુંની કળાનું ઈ ઈનાંમ સે. ભાસ્યાકેન્દરનું ઈ ફોળસે, ઈનો હમુન આનંદ સે.

○

'કથા' નાંમની એક ઉપિસ દિલ્લીમાં પાસલાં હાત વરહુંથી કાંમ કરે સે. ઈ ઉપિસ ભારત દીહની નાળી નાળી ભાસ્યામાં લખાયલી અસ્સલની સોપડગ્યીં ઈનાંમ આલે સે. ઉણને વરહે ગુજરાતમાંથી મંગાડીલી કથાઉંન ગુજરાતી ભાસ્યાના તપાહકરનારા ડુકટર ગણેહ દીવીએ તપાહી. કુકણાં-ડાંગી ભાસ્યાની મોડે મોડે સાલી આવીલી એક કથાન ઈમાં લીદી. તીનું નાંમ 'રાજા માનસિંગ અન સાળવા રાંણી.' ઈ વાર્તા ભીગી કરવેનું કાંમ સરી ડાયાભાઈ વાડુએ કર્યું તું. અન ઈનીસ વાર્તાન સરી અવનીશભાઈ ભટ્ટ એ અંગરેજી ભાસ્યામાં લખી. ઈ કથાન દીહની ઝોડે ઝોડે સાલી આવતી કથાનાં લખાયલાં સોપડાંન આલવેનું 'કથા' નાંમનું ઈનાંમ આલ્યું. દિલ્લીમાં તારીખ બારમી ડિસિમ્બર અઠ્ઠાણુંને દન એક મુટી સબા ભરીન ઈનાંમ આલ્યું. ગુજરાતની ઉણના વરહની અસલની લખાયલી સોપડી ડાંગ જિલ્લામાંહી આવી. તી ગુજરાતની આદિવાસી પરજાનું ગૌરવ સે.

# ગુવાળ અન વાગની વાર્તા

કહેનાર - મુકેશ જહુ વહોનિયા
મુ. ધારાડુંગર
રજૂકર્તા - સુરમલ વહોનિયા

ફરતું વગડું અન ઇન વસમાં એક ગાંમ. ગામમાં એક ગુવાળ તી બદાંના ડગરાં બુકડાં સારે, આખા ગાંમના ડગરાં બુકડાં સારવા વગડામાં લીજાય. ડગરાં બુકડાં વાળવા લાકડી રાખે અન વગડાનાં જનાવરાં ડગરાં બુકડાંન હાવા આવે ઇનાંહારુ હરગ્યાં અન કામઠી રાખે. વગડામાં જાત જાતનાં જનાવરાં રે. એક વાગ રુજ ગુવાળની ભાળવા જડે પુણ ઇ ડગરાં બુકડાંન કઇ કોન કરતો ઇતરે ગુવાળઇન વતળાવતો કોન. ગુવાળ અન વાગ રુજના ભીગા થાય ઇમ કરતાં ઇનાંન બે જણાંન બણવા મંડ્યું. ગુવાળ રુજ વગડામાં જાય ઇ ટીમી વાગ ફરતો ફરતો ઇન મેરાં આવી જાય, બે ભાઇબંદ જીવા થાઇ ગ્યા. બે જણાં ડગરાં સારે. ગુવાળ વસ્યાર કરે કે વાગ કુઇ દન વતળાવતો કોન તર ઇની સમક હુકામ રાખું અન વાગની પુણ ઇમ કે ગુવાળ કુઇદન મન કઇ કરતો કોન તર ઇનાથી હુકામ સમકવેનું.

વગડામાં એક હિયાળ રે તી. વાગ અન ગુવાળ ભીળા ફરે તી રુજનું ભાળે. બે જણાંન હાતી ફરતાં ભાળીન હિયાળ બળે. બે જણાંન રીહી મરે. ગુવાળ અન વાગ બે જણા વગડામાં લેર કરે, રુજ ભીળા થાય અન વાતાં કરે તી હિયાળ રુજનું ભાળે. હિયાળની ઇમ થાયું કે ગુવાળ અન વાગ બે જણાંની કિવી જુડપડી ગઇ સે. ઇનાંનો કિવો વટ સે અન મન તે કુઇ ગણતું પુણ કોન. રુજનું ઇ વસ્યાર કરે. એક દન હિયાળ વસ્યાર કરે સે કે ઇનાંન બે જણાંન હું સુટા કિકિમ કરીન પાડું. રીહી મરતું તું ઇતરે સુટા પાડવેની કળા કરી. ઇ વિસારે સે કે તમુહું ભીળાન ભીળા ફરો સે અન મન તે કુઇ પુસતું કોન ઇતરે ઉબારો તર ઇનાંનો ઘાટ ઘડું સે.

એક દન સાંનું સાંનુ હિયાળ ગુવાળકન ગ્યું અન ગુવાળની ઇમ કિવા મંડ્યું કે, '' ગુવાળરાજા હું કરો સે. હું વાગરાજ કનથો આયો, વાગરાજ કિતાતા કે હું દાત નિહાણું સે અન ઇમ પુણ કિતાતા કે આજતે ગુવાળ ભાળવા જડે ઇતરી વાર, મારા દાત ઇના હારુ નિહાણી રાખું. મનખાંનો ભરુહો ની થાય, ઇ કિરાં હાંમા થાઇ જાય તી કિવાય ની ઇતરે આપડે કળથી કામ કરી લીવું. હિયાળ ગુવાળ હાતી વાતીં કરે અન કે સે કે ''તમું હાતી ફરવા વાળા ખરા પુણ વાગનો ભરુહો ની રાખવેનો, તમુ હાસવીન ફરજો ઇમ કિવા હારુ હું આયોસે. કુઇકદન તમુન પુરા કર દીહે ઇતરે તમુ હાસવજો.''

ગુવાળની ભીળુંથાઇન, વાતકરીન હિયાળ હતાતું હતાતું વાગ કન પોચ્યું. અન વાગની કિવા મંડ્યું, ''વાગરાજ તમું લેરથી ફરો સે પુણ મન તે તમુન ભાળીન દખ થાય સે, હું આજ ગુવાળ કન જાઇન આયો. ગુવાળ બીઠા બીઠા ભાલડી નિહાંણતાં, તા મી પુસ્યું તર ગુવાળ ઇમ કિતાતા કે આજ વાગ ભાળવા જડે ઇતરી વાર. એક ભાલડીમાં પુરો કરુ છું, અન કિતાતા કે વગડાના જનાવરાંનો ભરુહો ની થાય, ઇ કિરાં દગો દે તી કિવાય નીં. ઇમ કિતા કિતા ભાલડી નિહાંણતા તા, ઇતરે મારું કિવું સે કે તમુ હાતી ફરો ખરા પુણ હાસવીન ફરજો, ઇતરે હું તમુન કિવા આયો સે.''

ગુવાળ અન વાગ બે જણાંન સડાવીન હિયાળ કુદતું કુદતું વગડામાં ભરાઇ ગ્યું અન ઇ બે જણા હું કરે સે તી

ભાળવા ખાખરાનાં ઝાખરાંમા હતાયું. ઈ ઘણું રાજી થાયું. બે જણા વટ થી ફરતા તા પુણ આજ ઈનાંનો વટ આવળો નિકળહે, તી ભાળવા હતાઈ ગ્યું. ઝાખરાંની ઓઠ પાડવા મંડ્યું.

વાગ અન ગુવાળ વસ્યાર કરે સે કે ઈવું કિમ થાયું, બે જણાંનો હાત કિવો હિતો. ગુવાળ પુણ વિસારે કે ભાઈ વાગની જાત સે અન વાગ પુણ વિસારે કે ગુવાળ ઈવો ની હિતો તર ઈન હું થાયું સે, પુણ મનખની જાત સે. ઈમ કરતા કરતા રુજી ભીગા થાય તી જગા હમા આવા મંડ્યા. ગુવાળ કાંમઠી સડાવીન પણસમાં ભાલડી ઘાલીન સાલે, વાગ પુતાના દાત નિહાંણતો જાય, રુજન ભીગા થાવેની જગા ઈપેર આવતાં વાગ હમો દોડ્યો તીવી ગુવાળે ભાલડી સુડી ભાલડી વાગનાં પીટમાં ઉતરી ગઈ અન વાગી દોડીન ગુવાળની ગળસી હાઈ પાડી બે જણા બથંમબાથી થાઈ ગ્યા, ગુવાળની ગળસી વાગ સુડતો કોન, બથં બથી કરતા જાય, જીમ બથંમબથી કરે તીમ વાગનાં આતરાં પીટમાંથા બારતાં આવે અન ગુવાળ આખો લુઈવાળો થાયો ઈનું ગળું તુટીગ્યું ઈતરે ઈ મરીગ્યો. વાગના દાત ગળામાં ડહીગ્યા તા ઈતરે ઈનાથી જુર ની થાયું. વાગ જીવ્યો તાંહુદો ગુવાળનું ગળું સાવ સાવ કરતો તો ઈતરે ગળું કપાઈ ગ્યું. વાગની ભાલડી વાગી ઈતરે ઈનાં આતરાં ગરીગ્યાં. બે જણા ભીગા મરીગ્યા.

ખાખરાંના ઝાંખરામાં હતાઈલું હિયાળ ઝાંખરામાંથું બારતું આયું અન બે જણાંન મરીલા ભાળીન રાજી થાયું, ઈ બે જણાંન ફરતું ફરી ફરીન ભાળે અન રાજી થાય. મનમાં વસ્યાર કરે કે મારેત હાઉ નિરાંત થાઈ ગઈ, બીજે ખાવેનું જુવા નીં જાવું પડે, ઈતે રાજી રાજી થાતું જાય અન ફરતું જાય. ફરતું ફરતું ભાળીન વસ્યાર કરે કે ઈનાંન હાઉ કઈને પાહે થું ખાવેનું સરું કરું. વાગનાં આતરાં બારતાં નીકળીલાં હિતાં તી લાંમાં થાઈ ચ્યાં તાં, હિયાળ વિસારે સે કે પેલાં આતરાંન પુરાં કરું પસ નિરાંતી ઈનાંન પુરા કરી. ઈમ કરીન પેલાં આતરાંન ખાવા મંડ્યું. ઈતે બીહું બીહું આતરાં ખાય. દન ઘણો સડીગ્યો ઈતરે તપવા મંડ્યો તાં હુતું હિયાળ બીહું બીહું આતરાં સાવે, તોપ થાયો ઈતરે ગુવાળની કાંમઠીનું બાંદીલું નાવોર તોપમાં આગળ્યું. હિયાળ વિસ્યાર કરે કે આતરાં ખાવું સે પણ પીલું માંતુ ઓગળી ઓગળીન જાય સે ઈન પેલાં ખાઈ લીવા દે. આતરાં ખાતો ખાતો ઉબો થાયો અન કાંમઠીન વાંગુરવો ઝી નાવોરનો બાંદીલો હિતો તીન ખાવા મંડ્યું. બરુબર મોડામ ઘાલીન સાવ્યું ઈતરે વાગરો તુટ્યો. વાગરાંન તુટતાં કાંમઠી ઉછળી અન હિયાળના પીટમાં ઘુહાઈ ગઈ. ઈતરે હિયાળ પુણ પીલાં બે જણાં ભીગું ઢગલો થાઈ ગ્યું. ઈ પુણ થપડીન મરીગ્યું. તાંણ જણાં એક જગાઈ પેર મરીલા પડ્યા.

વગડામાં ફરનારું એક હાહું ફરતું ફરતું આયું તી ભાળીન વસ્યાર કરે સે કે ઈ તાંણ જણા કિકિમ કરીન મરાયા હિહે, ઈમ કરતું કરતું ઈતે ખાખરેના પાંનડાની ટુપી બણાવીન તોપમાં એક હુકીલે ખાખરે સડીન બીહું. બીહું બીહું વસ્યાર કરે કે ઈ તાંણ જણા એક હાતી કિવી રીતીં મરાયા, વસ્યાર કરતું તું તિવામાં એક વાંદરો ફરતો ફરતો આયો તી ઈનાં તાંણજણાંન મરીલા ભાળીન મેંરાં આયો, અન કિવા લાગ્યો ગુવાળરાજ, વાગરાજ અન હિયાળરાજ ઈ તાંણ જણાંન ઈમ અન એક હાતી કુણી માર્યા. ઈમ બુલતો તો તી પીલું હાહું હાંમળીગ્યું. વાંદરો ફરતો ફરી ફરીન ભાળે અન બુલતો જાય. ખાખરેનું કાપીલું થોક તીના ઈપેર ખાખરેના પાંનડાની ટુપી બણાવીન તે ટુપી પેરીન બીઠીલું હાહું કે ''એય..... મી માર્યા..... મીં......'' ઈવ કિવા મંડ્યું. વાંદરો વસ્યાર કરતો કરતો તાંથો સાલવા મંડ્યો અન વગડામાં જાતો ર્યો. હાહું બીહું બીહું ભાળ્યાં કરે અન વસ્યાર કર્યા કરે.

o

# હાત ભાઈની એક બુન

કહેનાર - રામસીંગ સોમજી ભાભોર
મુ. રેંટિયા
રજૂકર્તા - સુરમલ વહોનિયા

વગડાન પાહે એક ગામ હીતું. ઈ ગામમાં હાત ભાઈ અન એક બુન રે. હાત ભાઈની એકની એક બુન. ઈનાંનાં હિતાંન ઈનાંના આઈ બા મરી ગ્યાં. મુટાં થાયાન વારા પરમાંણે બદાં પણ્યાં. હાત ભાઈ ભીગા થાઈન ઈનાંની બુનને વગડાન પીલે પાહે ગાંમસે તાં પણાવી. તે પુતાને પિયોર આવી ઈ વખત મેરાંના ગાંમમાં મીળો ભરાયો તાં મુટાભાઈની બૈરી ઈતરે ઈની ભાભીની રાતી સુંનડી પેરીન મીળો ભાળવા ગઈ. મીળો ભાળીન પાસી આવી અન ઈની ભાભીની સુંનડી પાસી આલ દીદી. નણંદી સુંનડી આલી તી ભાભગ્યીં લીન મીલ દીદી. અન ઈનો ઘણી આયો તર સુંનડી બારતાં કાડીન ઈના ઘણીન વતાડે અને કે સે કે તારી બુન મારી સુનડી પેરીન મીળો ભાળવા ગઈ તીમાં મારી સુનડીનો રંગ ઉડીગ્યો સે.મારી નવી સુંનડીનો રંગ ઉડાડ લાવી ઈતરે હું ઈ સુનડી નીં પેરું. પીલી ભાભગ્યીં બુનના ભાઈ હાતી ઝગડો કર્યો અન કેસે કે તું તારી બુનેન મારીન ઈના લુઈમાં મારી સુંનડી રંગીલાવ, સુંનડી રંગી આલેતર હું તન રું નીતે રીવેની કોન. જો તું ની રંગી આલેત હું જાતી રીવેની, અન મરી જાઉં. પીલો વિસાર કરે સે કે મારી બુનને મારીન સુંનડી કિકમ રંગુ. ઈની બૈરી અડાઈ કરે. પીલી અડહાઈ કરતી તી ઈતરે ઈની વાતમાં આવી ગ્યો.

એક દન વસ્યાર કરીન ઈની બુનને ઉજાડમાં લાકડાં લીવા જાવા હારું હમજાવી. મુટો ભાઈ લાકડાં લીવા જાવા કેસે ઈતરે ના નીં પડાય ઈમ કરીન ઈ તીયાર થાઈ. પીલાએ ઈન બુનને કોહડી હવાડી અન પુતે કોહડું લીન સાલ્યો. વનખન વગડામાં જાંઈન લાકડાં ભીગાં કરવા મંડ્યા. પીલો પુતેની બુનને મારવેનો લાગ ખોળતો ફરે, લાગ મળેત મારી નાખું ઈમ કરીન મેરાં મેરાં ફરે. ઈની બાયડીની સુંનડી કાખબલાઈમાં હતાડીન રાખી મીલી. ઈની બુન ઉંદીપડીન લાકડાં લીવા ગઈન લાગ જુઈન કોહડું માર્યું, બુન નીસાં પડી ગઈ, કાંખમાંહી સુંનડી કાડીન બુનના લુઈથી રંગી અન નાહી ગ્યો, ઈન ઈમકે બુન મરી ગઈ સે, સુંનડી રંગીન લીગ્યો ઈ ઈની બૈરીન જાંઈન આલદીદી.

પીલો નાહીગ્યોન થુડીકવાર થાઈ તાં પીલીન ભાંન આયું, આડું અવળું ભાળ્યું કુઈની ભળાયું તર ઘહીડાતી ઘહીડાતી મેરાં એક પુલો ખાખરો હીતો તીમાં જાઈન ભારાઈ ગઈ અન ઈમાં રીવા લાગી.

બે તાંણ દન થાયાન ઈનો હાહરો વઉનું આણું લીવા આવે સે તી વનખન વગડામાં થાઈન જાય સે. પુતાના હાહરાન આંણું લીવા જાતાં ભાળીન પીલી ખાખરાના પુલામાં રીન ગાય સે.

કાં જાવ સે સસરા રે મારા...(૨)
કુનાં રે અણુલાં લીલા જવ સે...(૨)
ભાજ્યે મારી બીનડી ભુજાઈની રંગી સુનડી...(૨)

હાહરાન ઈમ થાય સે કે મન હકન કોન થાતા, હકન નથ થાયા અન ઉજાડમાં જનાવરી બુલે સે ઈમ કરીન હાહરો પાસો ઘેર વળી ગ્યો.

ઘેર જાઈન ડુહીન વાત કરે કે મનતે હકન ની થાયા ઈતરે પાસો આયો. ડુહી વિસાર કરે કે હું જઉ. ડુહી તીયાર

થાંઇન નકળી. વગડાહમી સાલી, પીલી જગા ઇપેર પોતી તાં ખાખરામાં પીલી ગીત ગાય સે.

કાં જાવ સે સાસુ રે મારા...(૨)
કુનાં અણુલાં લીવા જવ સે સાસુમારા...(૨)
ભાજ્યે મારી બીનડી ભુજાઇની રંગી સુનડી...(૨)

ડુહી વસ્યાર કરે કે અંઇ જંગલમાં કુઇ ભળાતું કોન તર કાં બુલે સે, કુઇક જનાવરું બુલે સે અન હકન કોન થાતા ઇમ કરીન ઇતે પાસી વળી ગઇ અન ઘેર આવીન કે સે કે હું તે જાતીતી તર જનાવરું બુલતું તું, હકન ની થાયા ઇતરે પાસી વળી ગઇ. બદાંન હકન કોન થાતા ઇતરે પાસાં વળીન આવે સે ઇમ બદાં વસ્યારે સે.

બદાં આંણું લીવા આવે સે, જીઠ, જીઠાંણી, નણંદ બદાં આવે. તીની જગા ઇપેર આવતાં ઇમની ઇમ ગાવા મંડે ઇતરે હકન કોન થાતા ઇમ કરીન ઇ પાસાં વળી જાય સે. બદાંન હકન કોન થાતા તર મન જાવા દે ઇમ કરીન પુતેનો ઘણી આંણુ લીવા આવે સે, વનખન વગડામાં થાઇન પીલી જગા ઇપેર આવતાં ખાખરામાં ભરાઇલી પીલી ગાય સે.

કાં જાવ સે પૈણ્યા મારા કાં જાવ સે રે...(૨)
કુનાં અણુલાં લીવા જવસે...(૨)
ભાજ્યે મારી બીનડી ભુજાઇની રંગી સુનડી...(૨)

પીલે ઉબો થાઇ ગ્યો, ઉબો ઉબો હાંમળે, કઇ ભળાતું કોન કાં ગાયસે. મેરાં મુટો ખાખરો ઇના ખાખરામાં કઇક સે ઇમ કરીન ભાળવા જાયસે. ખાખરાના પુલામ વાકો વળીન ભાળે સે. પીલીનો સુટલો ભળાય સે. સુટલે હાંઇન બારતી ખીસી. પુતેની બૈરી ખાખરાના પુલામાંથી નીકળી ઇતરે પીલોત ગભરાઇગ્યો. પુતેના ઘણીન બદીવાત કર દી દી. પીલીન કોહડું માર્યુંતુ તી પીલે ભાળ્યું. ફીરવી ફીરવી ભાળે સે, વાગીલા ઇપેર ઝાડી દવા ખોળીન લગાડી. પીલી પુતેના ઘણી હાતી વાત કરે સે અન કે સે કે માર હાઉં પીયોર જીવું કઇ નથી, પીલાન હું થાયું તું તી બદીવાત વતાડ દીદી. પિયોરમાં જાવેની ના પાડે સે. અન કે કે મારતે પીયોર હાઉ સેજ નથી. અન પુતાના ઘણીન કે સે કે આપુ આપડે ઘેર જાજ્યે, મારીથું તાં નીં જવાય. બે જણાં હમજીન વગડાની વાટેં પુતેને ઘેર આયાં તાં રાજી ખુસીથાં રીતાં. કુઇ દન પિયોર જાવેનું પિલી નાંમ ની લીતી. અન પિલાન હાતીન હાતી રીતી અન કાંમધંધો કરતી.

○

ભારત દીહની ભાસ્યાઓમાં સોપડગ્યીં લખાય ઇમ કરીન ભારતની સરકારી 'સાહિત્ય અકાદોમી' નાંમની ઉપિસ ખુલી સે. ઇ ઉપિસ તાજી સોપડગ્યીં લખાય તી તપાહીન ઇનાંમ આલે સે. આજ દન હુદી ભારત દીહની અસ્સલ ભાસ્યાન ઇવાં ઇનાંમ મળ્યાં સે. પોર સાલથી ઇ અકાદોમયીં નાળી નાળી આદિવાસીયુંની ભાસ્યામાં સોપડગ્યીં લખાય તી તપાહીન 'ભાસ્યા સમ્માન' નાંમનું નવું ઇનાંમ આલવેનું સાલુ કર્યું સે. ઉણને વહ ઝી સ્યાર આદિવાસી ભાસ્યા ઇમાં ગણાઇસે તીમાં ભીલી ભાસ્યાપુણ સે. ઇનો અરથ કે ભીલી ભાસ્યામાં જૂના જમાંનાથી લુકાંન મોડે સાલી આવતી વે તીવી કુઇક સોપડી લખાય તીન કે ભીલી ભાસ્યા તાજી લખાય ઇમ કરવા હારુ રૂ.૨૫૦૦૦(રૂપગ્યા પસ્સીહ હજાર) નું ઇનાંમ અપાય સે. ઉણને વરહે ઇવું ઇનાંમ ખેડબ્રહ્માના ભગવાનદાસ પટેલન દિલ્હીમાં એક ખાસ સબા ભરીન આલ્યુ. ઇમણે સાબરકાંઠાના ભિલુંના માભારથ, રામની વારતા અને બીજી વારતાઓની સોપળી બનાવેલી સે. ભીલી ભાસ્યા જાણનારાં હારુ ઇ બડે મજેની વાત સે.

# સમના સમનીની વાર્તા

કહેનાર - નીરા વિંછીયા વહોનિયા
મુ. ધારાડુંગર
રજૂકર્તા - સુરમલ વહોનિયા

એક ગાંમ હીતું, ઈ ગામની મેરાં એક તળાવ હીતું, તળાવની પાહે એક ઘેર સે તી ઘેરમાં એક ડુહી રે, તીની ડુંહીન એક સુરો, તી સુરાનું નાંમ સમનો. ડુહી ઈના સુરાન પણાવ લાવી, સુરાની બયેરનું નામ સમની. ઈ તાંણ જણાં કુઈ દન બજાર કે મીળામાં જાયલાં કોન ઈતરે બજાર કે મીળકીવો વે તી ઈનાંન ખબર ની મળે. ઈનાંના પાહેના ગાંમમાં મુટો મીળો ભરાયો. તી મીળામ ડુહા, ડુહગ્યી, સુરા, સુરગ્યીં, ઘેડાં બુડાં અન સુરાંસાબર બદાં જાય સે. તી ટીમી સમનો અન ઈની બાયડી કુવે પાણી ભરતાં તાં. બદાંન જાતાં ભાળીન સમનો સમનીન કે એ...હાંમળ હાંમળ ઈ બદાં કાં જાય સે. સમની ફટાક લીતીન કે સે કે ઈ બદાં મીળામ જાય સે તમાર જાવું સે ? સમનો સમનીન પુસે સે કે મીળો કીવો વેહે ઈ કીવો આવે ? સમની કે સે કે આંમળીનો મીળો સે. તમારું મન વેત તમુ જાવ. સમનીની રજાલીન સમનો મીળામાં સાલ્યો. ઘેડાં બુડાંની જાનમા ઈ ગુઠવાઈ ગ્યો, થુડેક સીટી ગાડીની ટીસીણ તાં પોત્યો. મીળાંમ જાવેની ગાડી આવી અન સમનો ડાંડ ઉસળતો ઉસળતો ગાડીમાં ભરાય ગ્યો અન ગાડીમ સડી બીઠો. સમનો કુઈદન ગાડીમાં કોન બીઠીલો ઈતરે ઈ ગાડીમાં બીઠો અન કે ''આ તારી આ હું જાતનું જનાવર મારુ હાળું હબડુંક કરતું જાય. હું ત ઈવા જનાવરમાં કુઈ દન કોન બીઠો અન ભાળ્યું પુણ કોન. હાળી હું જાતની સરકાર સે ઈવાં ઈવા જનાવરાં બણાવે તી આજ ખબર પડી.'' સમનાનો વટ પડી ગ્યો. મીળામાં પોત્યો તાંતે ઈન જીવા જુવાંન્યા ટુળીમાં ફરતા અન જુંવાન સુરગ્યી પુણ ટુળીમાં ફરતાં. તીનાંન ભાળીન સમનો રાજી રાજી થાઈ ગ્યો. તીનાંન વાહે વાહે થુડીકવાર ફર્યો. એક કહારાની દોકાન માંડીલી હીતી. ઈ કહારો કાસ વિસવા આયો તો સમનો તાં ઉબો, ઉબો ઉબો કાસમાં ભાળ્યાં કરે. ઈન કુઈ દન કાસ કોન ભાળ્યો ઈતરે કાસની હમો હમ જાઈન ઈતે ઉબો, એક ઉહીડો વાર તાં ઉબો અન કાસ હમો ભાળ્યાં કરે. પસી ઈને તે કાસની દોકાન વાળાન કાસનો ભાવ પુસ્યો. દોકાન વાળો કે તમુ કીરાંના ઉબા ઉબા કાસમાં હું ભાળ્યાં કરો સે ? સમનો કે કે ઈમાં તે મારો એક દોસ્તાર સે, તીન હાતી હું તે વાતીં કરતો તો. હમુય થુડીકવાર બે જણાંય વાતીં કરી, હું બુલું તર ઈ બુલે, હું ભાળું, તર ઈ ભાળે હું હાહું, તર ઈ હાહે ઈમ થુડીક વાર વાતી કરી.

દોકાંનવાળો હમજીગ્યો. દાહ રૂપગ્યાના ભાવનો કાસ ઈના હો (૧૦૦) રૂપગ્યા મીલ્યાં. કુઈદન બારતો કોન નીકળીલો ઈતરે ઈન ભાવની ખબર કોન ઈતરે દાહના કાસના હો રૂપગ્યા આલીન સાલતો થાયો. મીળામતે સુરા અન સુરગ્યી હાતી ફરે તીનાંન ઈ ભાળી ભાળીન વસ્યાર કરે અન ઈખલો ઈખલો બબડે, ''મારાં હાળાં સુટાં ઈનાંન તે તકડા હુદા કઈ કોન કીતા.'' મીળામાં તે સમક સુંગાળા અન સમક સુગાળગ્યું વટ કરે, સમનો ઈનાંન ભાળ્યાં કરે. ફરતો ફરતો અગેડ વધ્યો તાં એક લખારાની દોકાંન આવી. લખારો જુવાન જુવાન સુરગ્યાંન બંગડી પેરાવતો તો. સમનો ઈનાંન ભાળી રહ્યો, લખારાન કે, ''મારા હાહરા તન સુરગ્યાંના હાથ દબાવેનું લાઈસન મળીગ્યું સે ? મન ઈવું લાઈસન મળી જાયત કીવું.'' તાજું ઈમ કરતો ભાળી રહ્યો. થુડીકવાર પાસો ફર્યો. બદે ભાળી લીદું, મીળો વખીરાયા માંડ્યો તર સમનો પુણ ઘેર હમો વળ્યો. વખતી વખત ઈ ગાડીમાં બીહતો કોન. ગાડીમાં રૂપગ્યા આલવા પડે ઈતરે ઈ સાલતો ઘેર આયો.

ઘેર આવતાં સમની ઇના માંણહની કે સે કે મીળામાંથી હું લાયા? હું હું ભાળ્યું? ઇમ પુસે પુણ સમનો બુલતો કોન કેસાલતો કોન. કાસ લાયો તી ગુદડીમાં હતાડદીદો અન ઝીરાં તીરાં સમની ખાવેનું બણાવીન લાવે તર કાસ હાંમો રાખીન ખાય. સમની ખાવેનું આલી જાય, ધીરોકરીન સાંનો સાંનો કાસ કાડે અન હમો મીલીન ઇમાં ભાળતો જાઇન ખાય. ઝીરાં ખાવેનું થાય તર ઇ કાસ કાડીન હમો મીલદે, કાસમાં ભાળીન મોડામાં કોળ મીલે. સમનો મોડામાં કોળ મીલે ઇવો કાસમાં પુણ કોળ મીલતો ભળાય ઇતરે ઇ હમું ભાળીન મલકાય. મીળામાં ગ્યો તાંરનો સમની હાતી ખાસ બુલતો કોન ઇતરે સમની વસ્યાર કરે કે મારો ધણી મીળામાં ગ્યો તાંરનો ખાસ બુલતો નથી અન ઉસુ બુલે સે, નક્કી મીળામાં કઇક કરી આયો હિવો જુય નીતે ઇમ હિનો કરે ? સમનીન વેમ પડ્યો ઇતરે સમનાની નોદ રાખતી ઇ હતાઇ હતાઇન સમનાન ભાળ્યાં કરે. એક દન ખાવેનું આલીન કુઠી વાહે હતાઇ ગઇ. સમને કાસ કાડીન અગેળ મીલ્યો, ઇમાં ભાળી, ભાળીન મલકાય અન ખાવા મંડ્યો. સડપ કરતીક સમની આવી અન સમનાના હાથમાંથો કાસ હાપકી લીદો. કાસમાં ભાળનાં હાતી કિવામંડી, ‘‘હં અ, આ તે મારો હાહરો બાયડી લાયો. ઇતરે ઇ કોન બુલતો, હાઉ ખબર પડી.’’

સમનીએ કુઇ દન કાસ ભાળીલો કોન ઇતરે ભાળતાં હાતી કિવા મંડી અન ઇન હાહુકન દોડીન ગઇ. ઇની હાહુ પુણ ઇવી કે કાસ કુઇ દન કોન ભાળ્યો. સમની દોડતી દોડતી ઇન હાહુન જાઇન કિવા મંડી, ‘‘આઇજી આઇજી ભાળોત ખરાં, તમાર સુરો મીળામાંથી બીજી બાયડી લાયો સે.’’ ઇની હાહુ કે, ‘‘સીનાળ કીવી સે મન ભાળવા દે.’’ સમની કાસ લાવી તીમાં ભાળતાં હાતી કિવા મંડી, ‘‘ફાટ્યા લાયોત લાયો પુણ મારા જીવી ડુહી હું લાયો ?’’

○



# લાલજી ભીલ

કહેનાર - તાનસિંગ હિમજી નિસરતા
મુ. છાયણ
રજૂકર્તા - સુરમલ વહોનિયા

લાલજી ઉજાડમાં રીતો અન ઉજાડની જમી કાડીન ખીતી કરતો. પૈણ્યોન ઘણાં વરહાં થાયાં પુણ વસ્તાર નીં થાયો ઇતરે ઇ બીજું બૈરું લાયો. આગલા બૈરાન સુરાં નીં થાયાં ઇતરે ઇ બીજું બૈરું લાયો. તીન **એક** સુરો થાયો, ઇ સુરો દની દની મુટો થવા મંડ્યો. એક વરહ બે વરહ, તાંણ વરહાં ઇમ કરતાં કરતાં સુરો ઢાહા હાવા જીવો થાયો. લાલજીની નોંદ ફરેકે મારા સુરાના વિવા કરીદું. સુરા હારું ઇ લાડગ્યી ભાળતો ફરે. ઇના મનમાં ઇમ કે લાડી મળી જાય તો દાહમો દિતવાર ઘરમંગળના ફેરા કરું. લાલજીડે ગલતુરામાં લાડી જુવી. લાડીન છાંનો છાંનો ભાળી આયો, ઇને ઇના હાળાન વાત કરી અન કીદું કે ગલતુરામાં લાડી સે તુ તારા ભાણીજની વાત કર. મારે એક સુરો સે તીમ હામે વાળા હગાન એક સુરી સે ઈની વાત તારા ભાણેજ હારુ કરવાની સે ઇતરે તું ઇની વાત કર.

લાલજીની ગલતુરામાં ગરીણે જમી રાખીલી. એક સુરો તાં હુદી ગરીણે રાખી પુણ ગરીણે મીલવા વાળાન સુડવવેનું કાઠું. જમી નીં સુડવાઇ ઇતરે હામે વાળે જમી વીસી દીદી. લાલજીડે પેલાં જમી ગરીણ રાખી અની હામેવાળાથી રૂપગ્યા નીં અલાયા તર લાલજીડે જમી વીસાતી રાખી. હાવું લાલજી વસ્યાર કરે કે ગલતુરાવાળી જમી માર વિસવેની સે. અન વિસાઇ ગઇ પુણ રૂપગ્યા પુરા કોન મળ્યા. એક સુરો અન જમી હાંમટી ઇતરે કાં કાં પોતે પોતી ની વળાય ઇતરે ઇ જમી વેસે સે. ઇ જમી વેસવાનું ઇન હાળાન હુપ્યું. ઇના હાળે તાંણ હજારમાં જમી વીસી. જમીના રૂપગ્યા લીવા જાય તી દન મામાન હાતી સુરો જાય ઇતરે લાડી ભાળતો આવે ઇમ લાલજી વસ્યાર કરે અન પાકું કરી મિલ્યું. પુતાના હાળાન કે કે તું તારા ભાણીજની લીજાઇન લાડી બતાડતો લાવજે.

લાલજીનો હાળો તીયાર થાયો, ઈની હાતી ઇનો ભાણીજ પુણ તીયાર થાયો. લાલજીને સુરે લાલજીનાં ઘરીણાં પેર્યાં. કંદુરો ઝુલડી અન હાકળી પેરી, બે હાથમાં ભોરગ્યાં પેર્યા, હાથમાં તરુવાર લીદી, પસીહીંક રૂપગ્યા લીદા અન જવા તીયાર થાયો. ઇનાંય વાત કરવા હારુ ભાંગજેડિયો હાતી લીધો. સુરો મામા અન ભાંગજેડિયા હાતી જાય સે. બદાંન વાહી સુરો સાલે તી માથેનાનો સાંયડો જમીપેર પડે તીન ભાળતો જાય, સુંગુ કીવું સે તી વાકો વળીન ભાળે, સાયડામાં આખું સુંગું ભાળવા આખો વાકોવળે. ઇમ કરતાં માંમો અગેડ સાલતો તો પુણ સુંગું ભાળવા લાગે તર સુરો વાહે રી જાય. ઇતરે ડુટ કરીન પાસો ભીળો થાય તર ડુટીલાં આવતાં ભાણીજની ઇને ભાવ્યો ઇતરે નોદ રાખી. પાસો સુરો સુંગું ભાળતો તો તર માંમે ભાળી કાડ્યો અન માંમાન ખાતરી થાઇ ગઇ કે સુરો પાકો સે.

પેલા પોત્યા લાડીન તાં ગ્યા તીવા તા ગ્યા. લાડીન ભાળો, ભાંગજેડિયે લાડીન આઇબાન વાત કર દીદી કે લાડી ભાળવા આયા સે તર સુરાન પુણ તમુ ભાળીલો અન સુરી પુણ સુરાન ભાળ લીહે. ઇતરે સુરી સુરાન ઇમ ની થાય કે વતાડીન કોન કર્યું. ઇતરે વતાડી દીયે.

લાડીન આઇબા ઘેરમાં વાત કરીન આયાં અન ભાંગજેડયાન વાત કીદી. ગમે સે. લાડીન આઇબાન પુણ ગમ્યું, નવા જમાઇન ભાળીન ઇતે રાજી થાયાં.

ખવાડ્યું પીવાડ્યું અન વળાયા, અન જમાઇન કિદુ કે તમુ રાત રો, કાલ જાતા રીજો. સુરો કે સે કે પાંસ માણહ બીહહે પસ હું કીદાડેક આવી.

ભાંગજેડિયા એ વાત કરી કે હમુ દિતવારી હગાઈ કરવા આવહું અન ઈ પરમાણી તમું તીયારી રાખજો. બદી તીયારી થાઇ, હગાઇના રૂપગ્યા હવાહો ઝીલાડીન હાત દનમાં પણવા આવવેની વાત કરી.

પસી એકદન સુરો ઇના બાન કે સે કે જગા વીસી તીના રૂપગ્યા લીવા જઉં ઇમ કીન ઇના માંમાકન ગ્યો, માંમો તીયાર ની થાયો ઇતરે ભાંગજેડયા કન ગ્યો. ભાંગજડિયો પુણ તીયાર ની થાયો ઇતરે ઇખલા સાલવા મંડયો. જગા વેસી તીને તા ગ્યો અન પાંન્સી રૂપગ્યા બાકી હીતા તી લીદા. પીલો જગા લીનારો બે હીહા હરો લાયો તી પીદો, હરો પીન ઘેર આવા નિકળ્યો. વાટમાં ઇની હાહરી આવી તાં વળીગ્યો, ઇન હાહરો પુણ બે હીહા હરો લાયો તી પીદો અન ખાવેનું ખાદું, ખાઇન વાતીં કરવા વળગ્યા.

વાતમાંન વાતમાં રાત પડી ગઇ. રાતે લાડીના નાનાભાઇની દાંનત વગડી, ઇ ઇના બાનકે. બા આયું જમાઇન મારીન જગાના રૂપગ્યા અન ગરીણાં કાડ લીજયે, ઇનો બા કે જમાઇન કીમ કરીન મારાય, સુરો બાને કે સે કે ઇન હજુ હરો પાવો પડહે. સોરો બાને કે સે કે આપડી ખોડની ગરીમાં એક નહકાળો હીહો સે તી ઇન લાવીન પાઇયે ઇતરે ઇ હુઇ જાહે. પસી આપું આપડું કામ કરહું.

બાપ બીટો ઇવી વાત કરે તી લાડી ઘેરમાં હતાઇન હાંમળે સે. પુત્તેની હગાઇ ઝીની હાતી થાઇ તીન ઇવું કરવેના સે ઇમ કરીન ઈ વસ્યાર કરે કે હાઉ હું કરું. પીલા ખોડની ગરીમાંથી હરો કાડવા જાય તી સાંની સાંની ભાળે, ઇનાંન ગરી હામા જાતા ભાળીન પીલા હગાઇવાળાન ઘેરમાં હતાડી દીધો અન ઘેરનું બાંયણું બંદ કર દીદું.

હગાઇ વાળો સુરો આયો તી બાંયણામાં ખાટલું ઢાળીલું હીતું તીમાં હુતો તો. લાડ્યીમ ઇન હતાડ દીદો ઇતરે બાંયણા માંનુ ખાટલું ખાલી પડ્યું. પીલા હરો ખોળતા, તા.પીદીલા હીતા ઇતરે હરો ખોળતાં વાર લાગી. ડુહાન બીજો એક સુરો હીતો તી બારગાંમ નોકરી કવા જાયલો તી તીને દન આયો. મોડું થાયું અન થાકીલો ઇતરે આયો તીવો કુઇ ભાળવા નીં જડ્યું ઇતરે બારતાં ખાટલે આવીન બીઠો. આડો પડ્યો તીમનો તીમ હુઇ ગ્યો.

પીલા બે જણા હરો ખોળીન લાયા પુણ ખાટલીમાં જમાઇ હુઇગ્યા સે ઇમ કરીન ઉઠાડતાં કોન, બે જણા વસ્યાર કરે અન કે સે કે હાઉ ઝુમખી માથે આવી ગઇ સે. બે જણા પીતા જાય અન વાતી કરતા જાય. પીતાં પીતાં બે જણાંય નકકી કરી કાડ્યું કે ઝુમખી માથે આવેન આપડું કામ કર નાખવાનું. ડુહાનો મુટો સુરો મોડો આયો તી ખાટલામાં હુતીલો પુણ પીલા જાણ કે જમાઇ હુતીલો સે. તરુવાર લીન આયા, આયા તીવા દીવા મંડ્યા ઇનાંય તે જમાઇ જાણીન ડુહાના મુટા સુરાન તરુવારથી ઉડાડ દીદો. પીદીલા ઇતરે ઇનાંન કઇ ખબર નીં પાડી.

હવાર પડી અન બદાંય ભાળ્યું તર બાપબીટાન ખબર પડી કે જમાઇની જગા ઇપેર બીટો મરાઇ ગ્યો. બાપ બીટાએ આખા ગાંમની ભીળું કર્યું, અન ગાંમના પંસ હમુ કીદુ કે જમાગ્ચી હમાર સુરાન મારી નાખ્યો સે ઇવું બાંનુ કર્યું. પુણ પીલી લાડી હાંમળીન બારતી આવી, અન પંસ અગેળ બકી ગઇ. ગાંમવાળા હમજી ગ્યા. પુલીસ થાણે ફરગ્યાદ કરી, તકડા આયાં તી બાપ બીટાન હાઇ લીન જાતાં રહ્યાં, તીનાંન લીજાઇન ગમે તેમ માર્યા અન જેલમાં ઘાલ દીદા. પીલી લાડી લાડા હાતી લાડાન ઘેર જાતી રી, ખાદુ પીદુંન મોજ કરી.

o

# કુકડો અન હિયાળ

કહેનાર - કમજી સુરપાળ વહોનિયા
મુ. ધારાડુંગર તા. ઝાલોદ

એક કુકડો અન હિયાળ બે ભાઇબંદ. બે જણા હાતી રે. એક દન બીઠાં બીઠાં વાતી કરે. બે જણાંય એક ઝાડ ઉસારવેનું નક્કી કર્યું. હિયાળ કે કે હું આંમલી ઉસારું અન કુકડો કે કે હું બુર ઉસારું. બે જણા હમજીન આંમલી અન બુરના છુડ જંગલમાંથી લાયા. નાળા નાળા રુપ્યા. હિયાળી આંમલી રુપી. અન કુકડે બુર રુપી. મુટાં ઝાડ એકદમ થાઇ જાય ઇમ કરીન ઇતે ઇનાંન પાંણી પાય. ફરતું ફરતું ગુડેન ઇમ કરે. કુકડો રુજનો સાંસમાં પાંણી લાવીન બુરની રીડે. હિયાળ પાંણી કોન લાવતું પુણ આંમલીના સોડ ઇપેર રુજનું મુતરે. કુકડાની બુરતે ઉસરી પુણ હિયાળની આંમલી હુકાઇ ગઇ. હિયાળી મુતરી મુતરીન ઇન હુકવી નાખી. કુકડે પાણી રીડી રીડીન બુર ઉસારી. બુર મુટી થાઇ અન બુરા લાગ્યાં. ઇમ કરતાં કરતાં બુરાં પાક્યાં. હિયાળની આંમલી હુકાઇ ગઇ. ઇતરે ઇન આંમલા ખાવા ની મળ્યાં. કુકડાની બુર પાકી ઇતરે હિયાળનું મોડું સવરે. હિયાળ વિસારે કે કુકડો કિવો વટથી પાકાં પાકાં બુરાં ખાય સે. હિયાળ રુજનું કુકડા કન જાય અન બુરની નીસાં પડીલાં બુરાં વિણી વિણીને રુજનું ખાય. ઇ વિસારે કે કુકડો પાકાં પાકાં બુરાં ખાય અન મન નીસાં પડીલાં અન કાસાં કાસાં બુરાં ખાવા પડે સે. કુકડો રુજનાં પાકાં પાકાં બુરાં ખાય ઇતરે ઇ કિવો પાકિગ્યો હિહે. રુજનો વટનાં બુરાં ખાય ઇતરે ઇ પુણ ગોળો ગોળા થાઇગ્યો હિહે.

એક દન હિયાળ બુરનીસાં આયું. થુડાંક બુરાં નીસાં પડ્યાં તાં તી વિણી ખાદાં. અન વસ્યાર કરે કે ઇપેર કિવાં અસલનાં પાકિલાં સે. કુકડો બુરની ઇપેર બીઠો બીઠો પાકાં બુરાં ખાય. હિયાળ કે, ''કુકડાભાઇ કુકડાભાઇ થુડાં નિસાં નાખો.'' કુકડે થુડાંક નિસાં નાખ્યાં તી ખાંઇન પાસું હિયાળ માંગે ઇમ કરતાં કરતાં હિયાળ કે કુકડાભાઇ કુકડાભાઇ જરીક ડાળખી નમાવોન. તમુન તુડવાંની પડે. હુ જાતી તુડલીં. ''કુકડે ડાળખી નમાવી. થુડીકવાર તુડીન ખાદાં પાસુ હિયાળ કે, '' કુકડાભાઇ કુકડાભાઇ જરીક વદાર ડાળખી નમાવોન''. કુકડે વદાર ડાળખી નમાવી ઇતરે હિયાળી ઝપદીન કુકડાન હાઇ પાડ્યો. કુકડાન હાઇન હિયાળી માર નાખ્યો અન ખાઇગ્યું. પસ જા હુદાં બુરાં સાલ્યાં અન પોતાયું તાં હુદા બુરાં ખાદાં અન જંગલમાં જાતુ રહ્યું.

o



# હાત સુર અન એક ગાંડો

કહેનાર : અર્જુન તેજીયા બારીયા
મુ. મીરાખેડી તા. ઝાલોદ

હાત સુર એક દન સુરવા નીકળ્યા. બદા લુટ લાયાતા. વાટમાં એક નદી આવી. તી નદીમાં એક ગાંડો કેડનું ઘુતગ્યું સુડીન ધીસા મારતો તો. ઘુત્ગ્યેની ઝુળી લીન ધીસા માર્યા. સુર ગાંડા કન જાઇન ધીસા માંગે સે. ગાંડો કે મન રુટો આલો તર હું તમુન ધીસા આલું. બદા હા કે સે અન ધીસા લે સે. સુર લુટ લાયાતાં તી લુટનાં પાંન્યાં બણાયાં અન ધીસાંનું હાયણું બણાવીન બદાંય ખાદું, ખાઇન નદીમાં પાણી પીહીન સાલ્યા. હાંજ પડવા આવી તાં એક ગાંમ આયું. ગાંમની મેરાં આવીન બીઠા. પેલો હુપો પડવેની ટીમ થાઇન બદા ઉઠ્યા. એક ઘેરમા જાઇન ભરાયા. પેલો હુયો હિતો ઇતરે કુઇ કોન ઉઠ્યું. આખા ઘેરમાં ફર્યા. ઝી મળ્યું તી બદું લીદું. ઘેરમાં દુદનું એક સલકુડું ભરીન સુઇલાપેર મીલીલું હિતું. સુલાન મેરાં ઘેર ઘણયાંણી હુતીલી હીતી. મેરાં લુટનું હાંડલું હિતું. સુરાંય દુદ ભાળ્યું ઇતરે ઇનાંન ખીર ખાવેનું મન થાયું. હાંડલામાંથો લુટ કાડીન ખીર બણાવી. ખીર તાજી તબડાવી ઘેર ઘણયાંણી સતીન સતી હુતી તી તીનો હાથ પોહ તો થાઇ રહ્યો તો. ગાંડો બીઠો બીઠો ભાળે તી પીલા સુરની ઇમકે કે, '' ચેત માંગે સે,'' સુર કે માંગતી કોન યે તે હુતી સે જાગી જાહેત હમણાં નાહવેની વાટ હુદી નીં જડે. ગાંડો કોન માંનતો અન કે કે હું તે માંગે સે ઇતરે આલવેનો. સુરના કે સે તર ગાંડો કે લાવો મારા બાથ ધીસા. સુર કે ધીસા ખાઇગ્યા હાઉ કાંથા આલ્યે. ગાંડો કોન માનતો અન લુટના સલકુડામાંથો સાટવો કાડીન પીલીના હાથમાં ખીર આલી. તબડતી ખીર હાથમાં પડતાં પીલી સમકીન બીઠી થાઇ ગઇ. બકોર કરવા મંડી, સુર અન ગાંડો ઝી મળ્યું તું તી લીન નાઠા. વાર પડી પુણ હાથનીં લાગ્યા અન વગડામાં ભરાઇ ગ્યા ઘણે ઉંડે ઉતરી ગ્યા.

વગડામાં એક ખવી પાડાનું રૂપ લીન હમો મળ્યો. પાડો હમો આવતો તો ઇતરે સુર નાઠા. ગાંડો પુણ નાઠો. અન નાઠીલા એક વાગનું દૈડું આયું તીમાં બદા ભરાઇ ગ્યા. પાડો વાહે પડીલો આયો પુણ દૈડામાં નીં ભરાવાયું ઇતરે દૈડાના મોડે ઉબો. ઉબો રીન થાક્યો ઇતરે બીહીગ્યો, પીલા નીકળેહે ઇમ કરીન બીઠો. ગમેતીરાં પુણ નીકળહે ઇમ કરીન પાડો દૈડાના મોડા ઇપેર આવીન બીઠો.

દૈડામાં એક વાગ રે, તીં દૈડામાં હુતો તો. સુર દૈડામાં સાંના સાંના ભરાયા ઇતરે વાગની ખબર કોન પડી. બદા સાંના સાપ થાઇન બીઠા. વાગ ઇનાં હમા ઢીકા કાડીન હુતો. બારતાં જાય ત પાડો અન માંય વાગ ઇતરે ઇતે બે પાહે ધીરાઇગ્યા. થુડીક વાર થાઇન ગાંડા થુ નીં રીવાયું ઇતરે સુરની ઇમ કે સે કે, ''મનતે વાગની હળી કરવેનું મન થાયું સે.'' સુરકે સેકે, '' વાગ ઉઠહે ત આપુન ખાઇ જાહે.'' ગાંડો કોન માનતો અન કે સે કે તમું હળી નીં કરવા હો ત લાવો મારા બાથ બાથ ધીસા, નીં માંન્યો અન વાગની હળી કરી. વાગ તળીયન જાઇ પડ્યો. ઉલળ્યો તીવો બારતો આયો અન ઝપટીન પાડાન હાદો, પાડાન માર નાખ્યો અન ઝીતરું ખવાયું ઇતરુ ખાઇન વગડામાં સાલતો થાયો. તળપીન પિલા બદા ધીરા રીન દૈડામાંથા બારતા આયા. વાગ કોન ભાળાતો ઇતરે બારતા આવીન પાડાન ભાળે સે. વાગ ઝીમતીમ પાડાન ખાઇન જાતોરહ્યો. પીલા ઉઠ્યાત પાડાનું માથું કાપ્યું અન માથું લીન સાલતા થાયા.

પાડાનું માંથું લીન જાતા તા, વાટમાંએક વડલાનું ઝાડ આયું તા બીઠા. ઈતરામાં એક જાન આવતી ભળાઈ. જાંન ઈનાંન હમી આવતીતી ઈતરે ઈ હતાયા. બદા વડલાન ઈપેર સડીગ્યા. જાંન થાકીલી હિતી ઈતરે વડલાન નીસાં આવીન બીઠી. જાંન રમતીતી તીન ઈપેર રીન બદા ભાળે. થુડીક વાર થાઈન ગાડાંન મુતરવેનું થાયું. ગાંડો પીલા સુરાંન કે કે મારતે મુતરવું સે. સુર ના પાડે સે અન કે સે કે આપુન ભાળી કાડહાતે હમણાં હાઈ પાડહે. ગાંડો કે ના મારે મુતરવું સે. નીં મુતરવાદો તર લાવો મારા બાથ ઘીસા. ગાંડો કોન માંનતો અન વડલાન ઈપેર રીન મુતરેસે. જાંન વાળાં ભાળે સે કે વરહાત સડીલો કોન ભળાતો તર સાટા કાંથા પડેસે. જાંન કોન ઉઠતી પીલા હતાઈન થાક્યા. પાડાનું માથું વારા ફરતું ઉસકતાં તા. ગાંડાનો વારો આયો. ગાંડો થુડીક વાર ઉસકીન પસ કે કે મારતે નીસાં નાખવું સે. બદા નાપાડે તર ઇતે ઘીસા માંગે. માંનતો કોન અન માથું નાખેસે, માથું ઘમ દીન નીસાં પડ્યું ઈતરે જાંન સમકી અન બદું મીલીન નાઠી. પીલા ઈપેરથા ઉતર્યા અન બદું ભીગું કરીન લીન સાલવા મંડ્યા.

જાન નાઠી ઈતરે જાંનના ઘુડાં અન ગદેડાં તાં રીગ્યાં. પીલા સુર એક એક ઘુડો લે સે અન ગાંડો એક ગદેડી લે સે. તી બદા ઈપેર લીહીન સાલવા મંડ્યાં.

થુડેક જાંઈન બીઠા અન બદાંય ભાગ પાડ્યા. પુત પુતેનો ભાગ લીન ઘેર હમા સાલ્યા. સુર અગેળ અન બદાંન વાહે ગાંડો ગદેડી ઈપેર સાલે. થુડેક જાતાં ગાંડાન થાયું કે ઈતે સુર સે ઈતરે મારે ભાગનું ઝી સે તી વાટમાં મન કનથું લુટ લીહે. ઈમ કરીન ઈના ભાગમાં ઝી ઘન આયું તી બદું નાંણું ગદેડીન ખવાડ દીદું. બદા પુત પુતાને ઘેર આયા. ગાંડો ઘેર આવીન ગદેડીન બુહો લીફ્યો. ઝીમ બુહો માયો તીમ ગદેડી ઝી ખવાડીલું તી બહું હગ્ગી. સુર આવીન ભાળે સે તર ગદેડી હુનુ રૂપું હગ્ગે સે ઈતરે ગાંડાન પુસે સે કે ઈમ કીમ, ગાંડો કે સે કે તમું પુણ તમારા ઘુડાન મારો ઈ પુણ હુંનું રૂપું હગહે. પીલા બુહાલી ફર્યા. ઝીમ મારે તીમ ઘુડા લાદ પાડે પુણ રૂપગ્યા કોન હગતા. ઘુડા મરીગ્યા. ગાંડાની ગદેડી પુણ મરી ગઈ. ગાંડો ગદેડીનું માહ ગાડામાં મીલીન બજારમાં વીસવા સાલ્યો.બજારમાં જાંઈન ઈતે કે, '' લો હાહા, હુવરનું માહ. લો હાહા હુવરનું માહ.'' બદા હામળી હામળીન લીગ્યા. ઈને જાંણે કે હાહા અન હુવરનું માહ સે. ગાંડો ગદેડીનું માહ વિસીન ઘેર ગ્યો. પીલા સુર પુસે કે તું માહ વિસી આયો. ગાંડો હા કે અન કે સે કે તમુ લી જાઓ વિસાઈ જાહે. સુર કે કે તીં હું કિન વિસ્યું. ગાંડો પીલાંન સેતરે સે અન કે કે બજારમાં જાંઈન ઈમ કિ્જો, ''લો ઘુડા ગદ્ધાંનું માહ, લો ઘુડાંન ગદ્ધાનુ માહ,'' તિયારીમાં વિસાઈ જાહે. પીલા ગાડામા માહ ભરીન નીકળ્યા. બજારમાં જાઈન કિવા મંડ્યા, ''લો ઘુડા ગદ્ધાનુ માહ, લો ઘુડા ગદ્ધાનુ માહ.'' બજારવાળાં હાંમળીન કિવા મંડ્યા,'' દડો ઉકિડે, દડો ઉકિડે.'' માહ ની વિસાયું ઈતરે સુર પાસા આયા અન ગાંડો સીતરે સે અન આપુન ઘુડાંથા ભુલે પાડ્યા ઈમ કરીન આયા તીવા ગાંડાનું ઝુપડું સુમી દીદું. ગાંડાનું રીવેનુ બળીગ્યું. ઝુપડી બળીન રખુડો થાઈ ગઈ. ગાંડો બીઠો બીઠો ભાળે. ગાંડાને થયું ચાલની બજારમાં જાઈન રખુડો વિસી આવું. ગાંડો ઝુપડાનો રખુડો ગાડાંમાં ભરીન લીજાય સે તી વખત વાટમાં રાજાની સુરી મળે સે. રાજાની સુરી લંગડી તીન સલાતું કોન ઈતરે ગાંડાન કે સે કે,મન ગાડામાં બીહાડ લે, ગાંડો કે કે બીહાડું ખરો પુણ તું પાદહીત મારો લુટ ઉડી જાહે. લુટ ઉડી જાયત હું તન કનથા રૂપગ્યા લીં. રાજાની સુરી સરત કરીન ગાડાંમા બીહે સે. રાજાની સુરી બીઠીલી અન ગાંડો ગાડુ લીન બજારમાં ભરાયો. બજારમાં જાઈન કિવા મંડ્યો,''લો ગુવાં સણાંનો લુટ,'' લો ગુવાં સણાંનો લુટ, બદાં ભાળે રાજાની સુરી ગાડામાં, બદાં આવી આવીન રખુડાન લુટ જાણીન લીગ્યાં. ગાંડો બદો લુટ વિસીન ઘેર આયો. પીલા સુર ભાળે સે અન ગાંડાન પુસે કે તું રખુડો વિસી આયો. હું કિન વિસ્યો. ગાંડો કે સે લો રખુડો, લો રખુડો. વિસાઈગ્યો. પીલા સુર પુત પુતાંના ઘેર બાળીન ઈ રખુડો વિસવાગ્યા. બજારમાં જાતી વખત સુર વસ્યાર કરે કે ઘુડાંન માહ વિસવા ગ્યા તી વખત ગાંડે આપુન સેતર્યા સે અન રખુડો ની વિસાહે તર ઈતરે ઈ બદા ભીગા થાઈન

વસ્યાર કરે કે બજારમાં રખુડો વિસવા જાગ્યે ઈપેલાં ગાંડાન ગાઠણી વાળીન કુવાન મેરાં મીલી જાય સે અન ગાંડાન કે સે કે જો હમણાંના સેતરાયા તર તન હમુ આવીન કુવામાં નાખ દીહું. ગાંડાન પુટલું વાળીન મીલીગ્યા.

ગાંડો કુવાન મેરાં ગાઠણી બાંદીલો પડ્યો સે. ઈ વખતી એક ઘેટાં સારવાવાળો ગારી ઘેટાંલીન નિકળ્યો. ગારીન તરહ લાગી ઈતરે કુવે પાણી પીવા ગ્યો. કુંવાન મેરા ગાંઠણીમાં ગાંડો પડ્યો તો તે ગારી આવીન ભાળે સે. ગાંડાન પુસે સે કે તન ગાંઠણીમાં કિમ બાંધો. ગાંડો ગારીન કે સે કે મારતે પણવું કોન અન મન લુઠાગ્યાં લુઠાગ્યાં પણાવે સે, નીં પણે તન હમું કુવામ નખદીહું. ઈમ કરીન મારી જબાન ની વાટ જુવે સે. પુણ મારતે કોન પણવું. હું પણવેનું ના કુંસે ઈતરે મન ગાઠણી વાળીન મીલીગ્યા સે, પાસા આવહે તર મન કુવામાં નાખ દીહે.''

ઘેટાવાંળા ગારીન થાયું કે ઈ કિવો સે પણવેનું ના કે સે, ગારીન પણવેનું મન થાયું. પીલાન જગા ઈપેર મન પણવા મળહે, ઈમ કરીન ગારી ગાંડાન સુડ દે સે અન ગાંડાન કે સે કે મન ગાંઠણીમ બાંદ દે. ગાંડો ગારીન ગાઠણીમાં બાંદીન હતાઈગ્યો.

પીલા હાત સુર પુત પુતેનું ઘેર બાળીન રખુડો વિસાવા ગ્યા તી બજારમાં જાઈન કે, ''લો રખુડો, લો રખુડો,'' બદા કે દડો ઉકિડે ...દડો ઉકિડે. પીલાંનો રખુડો ની વિસાયો છેવટે રખુડો લીન પાસા આયા અન આયા તીવા કુવે પુગ્યા. ગાંડાન બબડતા જાય હાળે ઘુડા મરાયા, ઘેરાં બળાયાં, હાઉ ત ઈન કુવામાં નાખવો પડે. આયા તીવા કુવાન મેરાં વાળી ગાંઠણી કુવામાં નાખ દીદી. ગાઠણી નાખીન પાસા ઘેર હમાગ્યા પુણ ઘર બાળ દીદાં ઈતરે કાં બીહે, ઈ એક મેર ઝાંઈન બીઠા અન વસ્યાર કરે.

ગાંડો ગારીન બાંદીન ઘેટાં લીન સાલીગ્યો. હંતાતો હતાતો પીલાંન ભાળતો જાય, પીલાંય ગારીન કુવામ નાખ્યો તી ભાળ્યો. થુડી વાર પસી ગાંડો ઘેટાં લીન ઘેર આયો, પીલા બદા ભાળી રહ્યા. ગાંડાન કે કે તન તે હમુય કુવામાં બાંદીન નાખ્યો તર તું ઘેટાંલીન કાંથો આયો. ગાંડો કે તમુય મન તે ઈપેર નાખ્યો. જરીક ઉંડે નાખતા તર હું મુટાં મુટાં લાવતો. ઈપેર નાખ્યો ઈતરે નાંના નાંના ઘેટાં મળ્યાં. પીલા કે કે તર તું હમુન બાંદીન કુવામાં નાખદે હમુન પુણ ઘેટાં મળહે ઈમ કરીન કુવાન મેરાં ગ્યા. બદાંન બાંધ્યા અન વારાફરતા નાખવેનું કિદું. ગાંડો પીલાંન કુવામાં નાખેસે. એકની નાખો ઈતરે બરબુટા નીકળ્યા તીન ભાળીન બીજાકે કે ઈ મુટાં મુટાં ટાળે સે, મન વેલો વેલો નાખ ઈમ કરીન બદા કુવામ નાખવા કેસે. ગાંડો બદાંન કુવામ નાખ દેસે. બદા કુવામાં બુડીન મરી જાય સે અન ગાંડો ઘેટાં લીન સાલતો થાયો.

o



# હાત ભાઈની એક બુન

વાર્તા કહેનાર : હિંમતભાઈ ડાંગી
તાલુકો : ઝાલોદ

હાત ભાઈ રુજનાં શિકાર રમવા વગડામાં જાય, શિકાર કરવા જાય તર રુજનાં કઈકની કઈક લીન આવે. કુઈકદન હાહો લાવે, ખપીલા લાવે. હરણું લાવે કે લાવડી પુણ મારીન લાવે. એ દન શિકાર કરવા ગ્યા. ઈનાંન હાતી પુતેની એક બુન તે હાતી પડી અન કે કે હું પુણ તમાર હાતી વગડામાં આવું. પીલા કે કે વગડામાં કાટા વાગે, ઝાખરાં સહીડાય તનથી નીં અવાય. બુન કે મારતે આવવું સે. લુંઠાગ્યાં લુઠાગ્યાં તીયાર થાઈ અન હાત ભાઈ હાતી વગડામાં ગઈ. પીલાંય હીરો ઘાલ્યો. કુઈ કોન નીકળ્યું. હાહું કે હિયાળ કઈ ભાળવા ની જડ્યું. ખપીલો પુણ નીં ઉડ્યો. આખા વગડામાં આડ લીન ફર્યા પુણ કઈ નીકળતું કોન. ફરી ફરીન થાક્યા શિકાર હાથ ની આયો. બદા વસ્યાર કરે કે રુજનો તે શિકાર મળે પુણ આજ તે કઈ કોન નીકળતું. આખું વગડું ફર્યા પુણ કઈ ની મળ્યું.

બદા વસ્યાર કરે સે કે ઘેર હું લીન જાહું. ઠાલા જાહુંત આપુન ખાવા નીં આલે. ઘેર વાળાં આપડી વાટ જુહે. વસ્યાર કરીન હાતમાંના ઝી મુટા હીતા તી સો (છ) જણા કે કે આજ આપડી બુન હાતી આવી ઈતરે આપુન શિકાર ની મળ્યો. ઈતરે આપુ ઈન મારીન માહ ઘેર લી જાગ્યે. સો જણા હમજ્યા અન બુનની મારી નાખી. નાંનો ઈખલો વસ્યાર કરે સે. પુતેની બુનની મારી તી ઈન ગમતું નથી. પીલા સો જણા અન ઈ ઈખલો ઈતરે કઈ કોન કરતો.

પીલાય પુતેની બુન મારીન બદું માહ વાટી લીદું. ભાગ પાડીન ઘેર લીગ્યા. નાનાન પુણ ઈનો ભાગ આલ્યો. બદા ઘેર જાઈન માહ રાંદીન ખાદું. પીલો નાંનો સે તી પુતેની બુનનું માહ ખાતો નથી અન ખીતરના હિડામાં લી જાઈને ડાટ્યું. જ્યાં ડાટ્યું તું તાં એક વાહીણ ઉગી. વાહીણ મુટી થાઈ. એક વખત એક જુગીડો ફરતો ફરતો આયો. તી વાહીણની ભાળીન ઉબો. ઈન વાહળી કાડવેનું મન થાયું. વાહીણ કાપીન ઈને વાહળી કાડી, વાહળી વગાડતો ફરે.એક દન ફરતો ફરતો હાત ભાઈ વાળા ગામમાં પાસો આયો અન વાહળી વગાડે. ગામમાં ફર્યો, ફરીન બદું ઉગરાવે. ઈમ કરતો કરતો પીલા ભાઈનાં ઘેરાં આયાં તાં આવીન વાહળી વગાડવા મંડ્યો.

જુગીડો જી વાહળી વગાડતો તો તી વાહળી પીલા નાંના ભાઈએ પુતેની બુનનું માહ દાટ્યું તાં ઉગીલી વાહીણ માંથી કાડી તી, ઈતરે જી માહ દાટ્યું તીમાથી પીલા ભાઈની બુન અસલનું રૂપ લીન વાહળીમાં ભરાઈ ગઈ. અન ઈ વાહળી જુગીડો વગાડતો વગાડતો પુતેના ભાઈનાં ઘેરાં જાં હિતાં તાં આયો.

જુગીડો વાહળી વગાડે સે અન વાહળીન કે સે કે

વાગજે રે વાહળી વાગજે રે વાહળી
તારા ભાઈનાં ઘેરાં આયાં
વાગજે રે વાહળી.....

પીલી બુન તે વાહળીમાં વાગતી કોન અન વાહળીમાં રીન કે સે કે,

નીં રે વાગું જુગીડા...નીરે વાગું જુગીડા
મારા વેરીઓનાં ઘેરાં...
નીરે વાગુ જુગીડા

વાહળી બરુબર વાગતી કોન ઇતરે જુગીડો વિસાર કરે કે વાહળી કિમ વાગતી કોન, ઇ બદા ભાઇન તાં જાય સે પુણ વાહળી વાગતી કોન. ફરતો ફરતો પીલા નાના ભાઇ ના ઘેર ગ્યો. તાં જાઇન વાહળી વગાડે સે. અન કે સે

વાગ જે રે વાહળી વાગ જે રે વાહળી
તારા ભાઇનાં ઘેરાં આયાં વાગજે રે વાહળી

પીલી માય રીન વાગે સે, વાહળી નાળે સાળે વાગે સે અન કેસે

હું રે વાગું જુગીડા..હુરે વાગું જુગીડા
મારા ભાઇનું ઘેર આયું
હું રે વાગું જુગીડા....

વાહળી નાળે સાળે વાગી કિમકે પીલો ભાઇ પુતેની બુનની મારવા ના પાડતો તો, બુનનું માહ કોન ખાતો, બુનની હાતી ઇન અસલ હિતું. બુન ઇન કન રીતી તી ઇતરે બુન જાંણે સે. ઇતરે ભાઇનું ઘેર આવતાં ઇ બુલે સે. વાહળી અસલ વાગે સે ઇતરે પીલા નાના ભાઇન વીમ પડ્યો. ઇ વિસાર કરે કે નક્કી ઇની વાહળીમાં કઇક સે નીતે વાહળી ઇમ નીં વાગે.

જુગીડો વાહળી વગાડે તી પીલો નાનો ભાઇ બીઠો બીઠો ભાળે. જુગીડો ફરી ફરીન વાહળી વગાડે. વાહળી અસલ વાગે. જુગીડો વાહળી વગાડીન બીઠો ઇતરે પીલા નાના ભાગ્યીં પુસ્યુ કે તમુય ઇ વાહળી કાં ઘડાવી, પીલો ઝી વાંહીણ માંથી વાહળી ઘડી તી વાહીણ વતાડે સે અન કે સે કે ઇની વાહીણમાંથી મી વાહળી ઘડી. નાનો ભાઇ હમજી ગ્યો અન પીલા જુગીડાન બીહાડ્યો. પાણી પાદું અન પસી કે સે કે આજતે તમુ મારે ઘેર ખાઇન પસી જાજો. જુગીડો રુકાયો. ખાવેનું બણાયું. ખાવા બીહાડ્યો તી વખતી પીલા નાના ભાઇન વિસાર આયો કે જુગીડાની વાહળી બદલાવલું. જુગીડો ખાવા બીઠો અન પીલે વાહળી બદલાવ લીદી. જુગીડાની વાહળીની જગા ઇપેર બીજી વાહળી લાવીન મીલ દીદી. જુગીડો ખાંઇન સાલતો થાયો. પીલો ભાઇ વાહળી વગાડે. વાહળી અસલ વાગવા મંડી. રુજનો વગાડે અન ઘેર બારતો જાય તર પડાળમાં ખુહીન જાય. રુજનો વાહળીની પડાળમાં ખુહીન જાતો રે ઇતરે પીલી બુન વાહળીમાંથી નિકળીન પીલા હારું ખાવેનું બણાવે, ખાવેનું બણાવીન પાસી વાહળીમાં ભરાઇ જાય. પીલાન ખબર કોન પડતી. રુજનો આવીન ભાળેત ખાવેનું બણાવીલું વે. એક દન વાહળી વગાડીન પડાળમાં ખુહી પસી સાંનો સાંનો હતાઈ ગ્યો. પીલી વાહળીમાંથી બારતી આવી અન ખાવેનું બણાવવા મંડી. પીલો હતાંઇ ભાળે સે. ખાવેનું બણાવીન પીલી પાસી વાહળીમાં ભરાવા સાલી, પીલો દોડીન ગ્યો.

વાહળીમાં ઇ માખ બણીન રે. અન બારતાં આવે તર ઇ અસર પુતેનું રૂપ લીલે. અસલનું રૂપ લીન ખાવેનું બણાયું તાં હુદુ પીલે ભાળ્યું. અન જીવી વાહળીમા ભરાવા જાય સે અન માખનું રૂપ લીવેની તીયારી માં સે ઇતરામાં નાનો ભાઇ પુગીગ્યો અન પીલીનો સુટલો હાઇ પાડ્યો. સુટલો હાઇન પુસે સે કે તું કુણ સે. પીલી પુતેના ભાઇન બદી વાત કરે છે. ભાઇ અન બુન પાસાં ભીગાં થાયાં. ભાઇ કે સે કે તું હાઉ રૂપ લીન પાસી આવી જા આપું બે ભાયડાં હાતી રીહું. પીલી માખ થાઇન ભરાતી તી તે હાઉ કોન ભરાતી અન પીલા નાના ભાઇ કન રીવા લાગી. પીલા સો ભાઇનાં ઘેરાં પાહે પડતાં તાં પુણ કુઇ દન તે તાં કોન જાતી. આમ ભાઇ બુન હાતી રીવા મંડ્યાં.

○

